# બાળીકાગીત



—: પ્રકાશક :—

ગોકળદાસ કુબેરદાસ મહેતા

ઢાલની પોળ—અમદાવાદ

કિંમત એક આનો




૧

## બાળપ્રાર્થના

તું માતા, તું છે પિતા,
તું બંધુ જગનાથ !
તું સઘળું દેનાર છે,
સાચો તું સંગાથ.
તારી આ દુનીઆ બધી,
તારા સુરજ ચંદ્ર.
તારાથી સહુ જીવીએ,
કરીએ નિત આનંદ.
કાલાં ઘેલાં બાળકો,
નમીએ નામી શીશ,
સાચી સમજણ આપજે,
ઓ મોટા જગદીશ.

૨



**પ્રભુ** ! તને સદા સદા, ખુશી થઇ નમું નમું,
હમેશ હું હરૂં ફરૂં, તનેજ કેમ વિસરૂં ?—પ્રભુ
જમીન, પાણી, વાયરો, વનસ્પતિ, જનાવરો,
અનાજ, ઘાસ તેં કર્યાં, અનેક રંગ આદર્યા—પ્રભુ
સુખી થવા કર્યું સહુ, ભલો ન કેમ થાઉં હું ?
ભૂલોની માફ માગી હું, તને સદા નમું નમું—પ્રભુ

૩



દયાસિંધુ દીનબંધુ તુંજ દ્વારે આવ્યો આમ,
ગાઉં ગાથા સૂર ભરી એક માગું તારૂં નામ-૧

ઢુંઢી ઢુંઢી થાકયો ફરી યુગ યુગ ઠામ ઠામ,
મળી નહિ ભિક્ષા તોયે હોય જેમાં તારૂં નામ-૨

બહુ દિને હાથ લાગ્યો સાચો દાની સાચો શ્યામ,
કોણ છોડે દ્વાર એનું ભિક્ષા વીણ ઠાલી ઠામ-૩

હીરા મોતી માગું નહિ જગ માને જે આરામ,
માગું રાજપાટ નહિ માગું ભિક્ષા રામનામ-૪

૪

જેની શક્તિ સકળ વિશ્વ વિષે વ્યાપી
નિયમ જેના નવ કો શકે ઉથાપી.
જેની ઇચ્છા થકી જગત તંત્ર ચાલે
દયા દૃષ્ટિ કરી સૃષ્ટિ સકળ પાળે
જેની સત્તા થકી સકળ કાર્ય થાય
કળા જેની કો થકી નવ કળાય.
સદા તેનું શુભ સ્તવન ભજન ગાઉં
પરમ પ્રેમ થકી શરણુ તેને જાઉં.

૫

પરમ દેવરે! હે દયાધના, અનુગ્રહો કરોછો, તમો સદા;
નમી નમી કરૂં, નિત્ય વંદના, પ્રભુ હું માગું છું, પાપની ક્ષમા.
પ્રભુ કૃપા કરી, રક્ષણો કરો, દીન તણી સ્થિતિ લક્ષમાં ધરો,
નથી શરણ્ય કો, નાથ તું વિના, પ્રભુ હું માગું છું, પાપની ક્ષમા.
અતિ મલિનતા, છે મતિ વિષે, પ્રભુ કૃપા થકી શુદ્ધ તો થશે,
પ્રભુ કરો કૃપા-દૃષ્ટિ સર્વદા, પ્રભુ હું માગું છું, પાપની ક્ષમા.
ગણુતરી નથી, દુષ્કૃતિ તણી, તદપિ નાથની; છે દયા ઘણી,
ભવપતિ સુણો સ્વલ્પ પ્રાર્થના, પ્રભુ હું માગું છું, પાપની ક્ષમા.

૬



દીનના દયાળુ ઓ હરી! શરણુ તારૂં ચાહું;
ચાહું શરણુ, નાથ! તુંજ ચરણુ શિર ઝુકાવું;—દીનના
સ્થૂલ વિસરીને વિહાર જીતી વાસના-વિકાર,
જોડી તુજશુ જીવનતાર હું કૃતાર્થ થાઉં—દીનના
ચર્મચક્ષુ અન્ધકાર ટાળી, પા તું તેજધાર
કોટીઅર્ક! વારવાર દર્શ જેથી પાઉં—દીનના
દાસને ન અવર આશ ઝીલું માત્ર હૃદય વાસ,
પ્રતિક્ષણેજ શ્વાસ શ્વાસ ભક્તિગાન ગાઉં—દીનના

૭



મંગળ નામ સ્મરો, પ્રભુનું મંગલ નામ સ્મરો,
સુંદર ધ્યાન ધરો, મનોહર સુંદર ધ્યાન ધરો.
નામ સુમંગલ મંગલ મૂર્તિ મંગલ ગાન કરો,
સુગુણનું મંગલ ગાન કરો.
વિદ્યા ચૌદ ને કળા ચોસઠના સ્વામી વિઘ્ન હરો,
પ્રભુનું મંગલ નામ સ્મરો.
ગણના પતિ ગણપતિ કહે તેથી જીવગણ રક્ષણ કરો,
સદોદિત જીવગણ રક્ષણ કરો.
સિદ્ધિ રિદ્ધિ નાયક વિનાયક દુઃખ દારિદ્ર હરો,
પ્રભુનું મંગલ નામ સ્મરો. મંગલ.

૮

## દડો



સોના દડા કેવા ? ગોળ લાડુ જેવા.
શાના છે બનેલા ? ઊનના ગુંથેલા.
ઊન હોય કયાંએ ? ઘેટાં હોય ત્યાંએ.
બધાં ઘેટાં ધોળાં હોય ? ના કોઇ કાળાં હોય,
જુદા રંગ શાથી ? રંગમાં રંગ્યાથી.
ભાર એમાં કેવા ? હલકા પીંછા જેવા.
ભોંયે પછાડો, ઉછળીને આવ્યો.

૯

## બિલાડી



મેં એક બિલાડી પાળી છે,
તે રંગે બહુ રૂપાળી છે,
તે હળવે હળવે ચાલે છે,
ને અંધારામાં ભાળે છે !

દહીં ખાય, દૂધ ખાય,
ઘી તો ચપચપ ચાટી જાય.

તે ઉંદરને ઝટપટ ઝાલે,
પણ કુતરાથી બી'તી ચાલે.

એના ડીલ પર ડાઘ છે,
એ મારા ઘરનો વાઘ છે.

૧૦

## ચકલી



ચકલી કેવી રૂપાળી આ, કાળો ધોળો રંગ;
ચાંચ નાની પાંખ નાની, નાનું નાનું અંગ—ચકલી૦
નાનકડાં નિજ બચ્ચાંનું એ, પ્રેમે રક્ષણ કરે;
ઉડી ઉડીને કણ લાવીને, બાલ ચાંચમાં ભરે—ચકલી૦
આમ ઉડે વળી તેમ ઉડે ને, મન માને ત્યાં ફરે;
નાચે કૂદે રમે ધૂળમાં, ચીંચીં ચીંચીં કરે—ચકલી૦
હેત મને બહુ ચકલી ઉપર, ભાગ હું એનો રાખું.
ચીંચીં કરતી ચકલી આવે, રોજ રોજ ચણ નાખું
—ચકલી૦

૧૧

## કાગારાણા



અમે કાગા ને કામણગાળા કે કરીએ કા....કા....કા
અમે ગાતા બહુ રાગ રસાળા કે ,, ,,
અમે ચોંપીને ચાલીએ બંદા કે ,, ,,
અમે છેતરીને છોડીએ ફંદા કે ,, ,,

અમે સંપી સંગાથ વસનારા કે ,, ,,
અમે ભેળા મળી જમનારા કે ,, ,,

અમે છોટા અક્કલમંદ મોટા કે ,, ,,
અમે કૂદીએ હો છુટ લંગોટા કે ,, ,,

અમે રજ કેરૂં ગજ કરનારા કે ,, ,,
અમે રોજરોજ મોજ ભરનારા કે ,, ,,

અમે જાગીએ જગતથી વ્હેલા કે ,, ,,
અમે ખેલવે સરવથી પહેલા કે ,, ,,

અમે ચટચટ ચાખીએ દાણા કે ,, ,,
અમે કહેવાઇએ કાગારાણા કે ,, ,,

૧૨

## પોપટ



ક્યાંરે ગયો એ ક્યાંરે ગયો ?
મારા પીંજરાનો પોપટ ક્યાંરે ગયો ?

કેવડાની પાંખ ને
માણેકની ચાંચ છે

હૈયાનો હાર ક્યાં છુટી પડયો ?
મારા પીંજરાનો પોપટ ક્યાંરે ગયો ?

કોટે છે વાંકલો
કસ્તુરીનો કાંઠલો
અંતરનો પ્રાણ એ ક્યાંરે ગયો ?
મારા પીંજરાનો પોપટ ક્યાંરે ગયો ?
શોધી મેં શેરીયો
જોયાં મેં જંગલો
મીઠા બોલો ના ક્યાંએ મળ્યો
મારા પીંજરાનો પોપટ ક્યાંરે ગયો ?

૧૩

## મોર



આ જુઓને મોરલો છે ઝાડે,
કેવો બેઠી ઉપર બૂમો પાડે.
તે ટેંહુક ટેંહુક બોલે છે,
તેની ડોક તો કેવી ડોલે છે.
એને માથે તો ફુમતું ફરકે છે,
રૂડું રૂપ રૂપાળું ચળકે છે.
પચરંગી છે પીંછાં અંગે,
ડીલ દેખો તો વાદળી રંગે.
કેવો કળા કરી તે નાચે છે,
દેખી દેખીને દિલડું રાચે છે.

## ૧૪

## ઝાડ



આ ઝાડ કેવું છે ? ફૂલ આપે એવું છે.
એ ફૂલ કેવું છે ? દેવને ચઢે એવું છે.
એ દેવ કેવા છે ? વિદ્યા આપે એવા છે.
એ વિદ્યા કેવી છે ? સુખ આપે એવી છે.

## ૧૫

## દેવ



એક હતા દેવ, તેમને એવી ટેવ,
જે કોઈ તેમને જાપે, તેને માગ્યું આપે.
મેં તે દેવને જાપ્યા, તેમણે હાથ બે આપ્યા,
હાથ વડે કરૂં કામ, દેવને કરૂં પ્રણામ.
દેવે આંખો દીધી, જોઉં સઉને તેનાથી,
દેવે દીધા કાન, સાંભળું તેથી જ્ઞાન.
દેવે દીધા પગ, તેનાથી ભરૂં ડગ,

હેવે નાક દીધું, શ્વાસ લઉં ફૂલ સુંઘું.
હેવે દીધી વાણી, બોલું પ્રીતિ આણી,
હેવને પગે લાગી, વાણીથી લઉં માગી.
સારી બુદ્ધિ દેજો, મારી સાથે રે'જો.

૧૬

## બાગ



બાગ બાગ બાગ આતો, કેવો દીસે બાગ;
માંહે ઉભો માળી પેલો, ગાય રૂડા રાગ.—બાગ
ખોદી ખોદી નવિન ક્યારા, પાણી પોતે પાય;
કાપી કાપી વાંકી ડાળી, છેટે નાખી જાય.—બાગ
થાકી પાકી લોથ થઈને, છાંયે બેસી જાય;
તાજું ભાથું ખાઈ કરીને, કામે પાછો જાય.—બાગ
આખો દહાડો કામ કરીને, સાંજે વહેલો જાય;
છૈયાં છોકર સૌની સાથે, ભજન રૂડાં ગાય.--બાગ

૧૭

## કુદરડી



ફરો ફરોને છોકરાં! કુદરડી
જેમ ફરે ઉંદરડા ઉંદરડી-ફરો.

ફરે ચાંદો સુરજ બે ઉંદરડા
  પેલા તારલીઆ બહુ ઉંદરડી–ફરો.
ફરે દિવસો તે ધોળા ઉંદરડા,
  પેલી રાત રૂપાળી ઉંદરડી–ફરો.
ફરે મેઉલો મોટો ઉંદરડો,
  પેલી વાદળીઓ સૌ ઉંદરડી–ફરો.
ફરે ઇશ્વર જો થઇ ઉંદરડો,
  તો દુનીઆ થઇ જાય ઉંદરડી!–ફરો.

૧૮

## વાત



છોકરાં રે! સાંભળજો વાત
આવી છે અજવાળી રાત.
રાતે તારા ટમકે છે
વચમાં ચાંદો ચમકે છે.
ચાંદો ઉગ્યો ચોકમાં
રાણી બેઠી ગોખમાં.
ગોખે તો સોનાનાં મોર
માથે બેઠો બોલે મોર.

મોર કરે છે લીલા લ્હેર
ટોકા કરતા ચારે મેર.

મ્હેર કરી ત્યાં મેવલે
પાણી આવ્યાં નેવલે.
નેવે બોલે કા કા કાગ
કાકા લાવ્યા મીઠા બાગ.
કાજુ બદામ ને રેવડી
છોકરાંને બહુ મઝા પડી.

૧૯

## નાનું બાળ



જુઓ આ નાનું બાળ, આનંદી દેખાય;
ફૂલ જેવું મુખ ગોળ, મન જોઇ હરખાય.

રાતા રાતા હોઠ દીસે છે, ધોળા દાંત બતાવી હસે છે,
કાળા સુંવાળા વાળ શિષે છે, આંખો ચળકતી જણાય.—જુઓ

ગાલ પુષ્ટને લાલ છે કેવા, બેઉ કાન છે શુકિત જેવા;
નાની ગોળ હડપચી તેવા, બેઉ હાથ તે સોહાય.—જુઓ

બે પગ છુપા છે મોજાંમાં, જોઈ નચાવી હરખે મનમાં;
પ્રિય બાળક એ જોઇ ઉરસાં, આનંદ નતે સમાય.—જુઓ

૨૦

## વહાલી બા



બા લાગે વહાલી, મને તો બા લાગે વહાલી.
વહાલામાં વહાલી, મને તો બા લાગે વહાલી.
હિંચોળી ગીત મીઠાં ગાતી, દૂધ મીઠું પાતી—મને
જે માગું તે સઘળું દેતી, બચીઓ બહુ લેતી—મને
હસું રમું તો રાજી થાતી, રડું તો મૂંઝાતી—મને
વાંક બધાએ માફ કરીને, મારા ગુણ ગાતી—મને

૨૧

## બાપ



બાપ તે તો બાપ
સઘળા બાપના પ્રતાપ.
દાના ને દિલ સાફ
તે તો બાળઘેલા બાપ!
વાંક કરતા માફ
તે તો એક વહાલા બાપ!

જીવનના સંતાપ
તે તો ટાળનારા બાપ !
બુદ્ધિબળની છાપ
તે તો આપનારા બાપ !
જયસિધ્ધિને તાપ
આત્મ જગાવનારા બાપ !

પ્રભુ જગતના તાત
તેનું ભાન કરાવે બાપ !
જપીએ શા ગુણજાપ ?
વન્દી અધીન રહીએ તાત !

૨૨

## આવકાર



ધન ભાગ્ય અમારાં, આજ પધાર્યાં મોંઘેરા મેમાન
હૃદયથી આજ કરીએ, સ્નેહતણાં સન્માન—ધન્ય

કુંકુમ પગલાં પુનિત પનોતાં, પુનિત કરે આ સ્થાન
તમ દર્શનથી છે અમ હૈયાં હર્ષ વિષે ગુલતાન-ધન્ય

સજ્જનનો સંગ છે અતિ દુર્લભ, શા કરીએ ગુણગાન
પારસમણી સમ આપ પધાર્યાં, સ્વીકારો સન્માન-ધન્ય

૨૩

# આવકાર



આવો આવો પધારો મોંઘેરા મે'માન
અંતરને વહાલે વધાવીએ—

અમો દીન તણા અદના આ વાસમાં
તમો ભાગ્યશાળીના અતિ ઉલ્લાસમાં
ક્યાંથી પગલાં પનોતાં પધારો મે'માન—અંતરને૦

નથી કલગી કે હાર હેમ ફૂલના
નથી મોતી માણેક મહા મૂલના
માત્ર હૈયાના ઉન્હા ઉમળકા તૈયાર—અંતરને૦

શાંત સાદાં અમારાં છે આંગણાં
શાંત સાદાં અમારાં વધામણાં
વેણ સાદાં પણ દેવાં અમૂલાં સન્માન—અંતરને૦

નમ્ર આવું અમ સ્વાગત સ્વીકારશો
વિમળ હૃદય તણા ભાવને વધારશો
એજ વિનતિ છે તમને મોંઘેરા મે'માન—અંતરને૦

૧૪

## આવકાર



મન ગમતાં મે'માન, પધારો મન ગમતાં મે'માન.

પુણ્ય પનોતાં કુંકુમ પગલે, પાવન પામર સ્થાન,
તમ દર્શનમાં ઝાંખી પ્રભુની, જીવનનાં કલ્યાણ.

—પધારો૦

તેજ ભર્યાં તમ લોચન રસિયાં, અજવાળે અમ પ્રાણ,
પ્રેમ પરિમલ ફોરી રહી તમ શ્વાસ વડે પુણ્યવાન.

—પધારો૦

અઢળક અમૃત ઢળતું હૃદયે સ્નાનતણાં દ્યો દાન,
પુરશો કોડ હળીમળી કરતાં સંગીતમાં રસપાન.

—પધારો૦

ઊણપ હશે મે'માનગીરીમાં, છે તમ આત્મ મહાન,
ઉદાર ભાવે ઉરના આદરનાં, સૌ કરશો સન્માન.

—પધારો૦

મહાનુભાવ, પધારો, ધન્ય અમારાં ધામ—પધારો૦

૨૫

## સ્વાગતગીત



આજ ઉગ્યો મઝાનો સૂર્ય ગગને સોનાનો,
મનમાન્યાં મે'માનોથી દિલડાં ડૂલે:
ભાવભીનાં સ્વીકારોજી સ્વાગત અમારાં,
પુણ્યપગલે પધારો વધાવું ફૂલે:—આજ
મધુર મધુરાં ફૂલડાં, મધુરાં આદર ઉર:
અધુરાં ત્હોયે આપનાં: આપવડે મગરૂર:
ભાવભીનાં સ્વીકારોજી સ્વાગત અમારાં,
રાજ ! દર્શનથી આજ હૈતહૈડાં હુલે:—આજ
વરસે ઝરમર મેહુલો, પંખી કરે કલ્લોલ:
સ્વજન સ્નેહના મેહથી, અંતર રસતરબોળ:
ભાવભીનાં સ્વીકારોજી સ્વાગત અમારાં,
આગમનને મૂલવીએ મોંઘેરાં મૂલે:
પુણ્યપગલે પધારો: વધાવું ફૂલે:—આજ

૨૬

## વિદાય



કરજો કૃપા પુનઃ મે'માનો (૨)
માનસસરના રાજહુંસ સઉ,
દેજો દર્શન દાનો: —કરજો

આજ અમારા દેવ દયા કરી આવ્યા;
જ્ઞાનસરોના નિર્મળ નીરનો,
લીધો અનુપમ લ્હાવોઃ—કરજો
ભાવભરી ના આવડી સેવા કર્યાં નહિ ગુણગાનો;
સુજ્ઞજનોને યોગ્ય અમોએ,
દીધાં નથી સન્માનોઃ —કરજો

૨૭

## જનની



મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી મીઠી તે મોરી માત રે
જનનીની જોડ સખિ! નહિ જડે રે લોલ (ટેક)
પ્રભુના એ પ્રેમ તણી પુતળી રે લોલ
જગથી જુદેરી એની જાત રે જનનીની૦
અમીની ભરેલ એની આંખડી રે લોલ
વ્હાલનાં ભરેલ એનાં વેણ રે જનનીની૦
હાથ ગુંથેલ એના હીરના રે લોલ
હૈયું હેમન્તકેરી હેલ રે જનનીની૦
દેવોને દૂધ એનાં દોહ્યલાં રે લોલ
શશીએ સિંચેલ એની સોડ્ય રે જનનીની૦

જગનો આધાર એની આંગળી રે લોલ
　　કાળજામાં કંઇક ભર્યા કોડ રે જનનીનો૦
ચિત્તડું ચડેલ એનું ચાકળે રે લોલ
　　પળના બાંધેલ એના પ્રાણ રે જનનીનો૦
મૂંગી આશિષ ઉરે મલકતી રે લોલ
　　લેતાં ખૂટે ન એની લ્હાણ રે જનનીનો૦
ધરણી માતાયે હશે ધ્રૂજતી રે લોલ
　　અચળા અચુક એક માય રે જનનીનો૦
ગંગાનાં નીર તો વધે-ઘટે રે લોલ
　　સરખો એ પ્રેમનો પ્રવાહ રે જનનીનો૦
વરસે ઘડીક વ્યોમ વાદળી રે લોલ
　　માડીનો મેઘ બારે માસ રે જનનીનો૦
ચગતી ચંદાની દીસે ચાંદની રે લોલ
　　એનો નહિ આથમે ઉજાસ રે જનનીનો૦

૨૮

## જળ ભરવાને ચાલો રે !



જળ ભરવાને ચાલોરે, મિઠલડાં જળ ભરવા,
ખીલ્યું યૌવન મ્હાલોરે, મધુરાં જળ ભરવા;

આજ અમુલખ લ્હાવોરે, મિઠલડાં જળ ભરવા,
ચાલો બ્હેનીઓ! ચાલોરે, મધુરાં જળ ભરવાઃ

તરશે તરફડતાં મરે, બ્હેનો–ભાઇ અનેક;
પાવું અમૃત ત્હેમને, એ જ ધરો મનટેક.

ધાન્ય લણવાને ચાલોરે, મીઠાં ધાન્યજ લણવા
લીલાં ક્ષેત્રોમાં મ્હાલોરે, ખીલ્યા ધાન્યના કણ જ્યાં;
લ્યોને અનુપમ લ્હાવોરે, મધુર યૌવન ભરવા.
ચાલો સજનિઓ ! ચાલોરે, મીઠાં ધાન્યજ લણવા.

ભૂખ્યાં ત્રાસ તપ્યા દીસે મનુબાલક ચોપાસ;
પ્રભુની થાળ દઇ કરો તૃપ્ત ત્હેમને ખાસ.

ફૂલ વીણવાને ચાલોરે, મધુરાં ફૂલ વીણવા,
મીઠું યૌવન મ્હાલોરે, રૂડેરાં ફૂલ વીણવા;
આજ આનન્દ દહાડોરે, રસીલાં ફૂલ વીણવા,
ચાલો સાહેલી ! ચાલોરે, મીઠાં ફૂલ વીણવા.

દુઃખ કલેશ ચિન્તાભર્યું જગ રડતું લાચાર;
કરો શાન્ત આશાભર્યા પુષ્પતણા ધરી હાર.

રસ સિંચવાને ચાલોરે, મધુરો રસ સિંચવા
યૌવનવન મ્હાલોરે, અમર પ્રાલ્યાં પૂળ જ્યાં;
ગાનઝરણ ઝરાવોરે, લતાકુંજે લચતાં,
ચાલો સજનિઓ ! ચાલોરે, મિઠલડો રસ સિંચવા.

નન્દન સુંદર નન્દનો વાયે રસીલી વેણુ,
અન્તર ઝીલી અમૃત ભર્યાં રેલાવે પ્રભુ વ્હેણુ
જળ ભરવાને ચાલોરે, મિહલડાં જળ ભરવા,
લીલું યૌવન મ્હાલોરે, રસીલાં અમી ભરવા;
સ્યોને આનન્દ લ્હાવોરે, રૂડેરાં અમી ભરવા,
ચાલો સાહેલી ! ચાલોરે, મધુરાં જળ ભરવા.

૨૯

## ધન્ય મારી ભારતભૂમિ !



અવની ઉછંગમાંહી ઓપતી કાંઇ સંત સુભટતણી માતરે....
ધન્ય મારી ભારતભૂમિરે.

વિદ્યાકળાની રૂડી વાટિકા, તારા ગર્ભ રત્નમણી જાતરે....ધન્ય
ચરણે મહાનીર ઘુઘવે ને શિરછત્ર હિમાલય પહાડરે....ધન્ય
માથે મુગટ માયે ધર્યો છે, કાશ્મીરી મહામૂલ્યવાનરે....ધન્ય
હૈયે હીરાના હારલારે વહે સિંધુ ગંગાનાં નીરરે....ધન્ય
ઉરે ભર્યાં શુર દૂધડાં, તે ધાવે શીખ રજપુત રણધારરે....ધન્ય
કેડે કટિબંધ મેખલારે વિંધ્ય આબુગિરિતણી હારરે ...ધન્ય
જમણે ફરકે મારીમાવડીરે તારો પાલવડો કચ્છ ગુજરાતરે....
ડાબી ભૂજાએ ભલી ભૂંગળોને ડંક વાગે સુદેશ બંગાળરે....ધ.
ભારતભૂમિ તે મારી તીર્થભૂમિ, શૂરી પુરી કાળતણી કાયરે....

દક્ષિણમાં લોકમાન્ય તિલક થયા ને વીર ગાંધીજી કાઠિયાવાડરે
પૂર્વ દિશાએ દાસબાબુ ગાજ્યાને ઉત્તરે લાલાજી ગવાયરે ધન્ય
ભારતભૂમિરે મારી તીર્થભૂમિ, તારા પુણ્યતણો નહિ પારરે....
ધન્ય મારી ભારતભૂમિરે.

૩૦

## ઘંટડીઓ



કંઇ મધુર મધુર રણકારતી અમે ઘંટડીઓ,
અમે કરીએ મંગળ નાદ સુધા ભરી ઘંટડીઓ.

અમે જડ પણ સૌને જગાવીએ એવી ઘંટડીઓ,
પરને દઇએ આલ્હાદ મધુરી ઘંટડીઓ.

અમે બાળક સાથે ખેલીએ રૂડી ઘંટડીઓ,
ગાઇએ સૌનો જયકાર અમે તો ઘંટડીઓ.

વણ બોલાવી નવ બોલીએ અમે ઘંટડીઓ,
અમે દેવને રીઝવનાર સૂરીલી ઘંટડીઓ.

શુભકાર્ય તણાં સંગી અમે જડ ઘંટડીઓ,
કર્તવ્ય ચેતવનાર અમે તો ઘંટડીઓ.

ઓ બાલા! પ્રભુ મંદિરની છો ઘંટડીઓ,
કરો સદાય શુભ ઝણકાર સચેતન ઘંટડીઓ.

૩૧

## ગરબો

❀

શાન્તિસ્વરૂપ મનમંદિરિયામાં, સરસ્વતી પધરાવોરે
શુદ્ધ હૃદયથી તન મન અર્પી, ગુણ ગુણીઅલના ગાઓરે

**સાખી**

બ્રહ્માનંદમાં ડોલતી, ત્રિલોકમાં શુભ માત
આર્યજનોની સંતતી, વિશ્વ વિષે પ્રખ્યાત
દુ:ખ દરિયામાં ડુબી ગઇ, કોઇ વીરલા બ્હારે આવોરે-૧

**સાખી**

ક્યાં છે સીતા સાધવી, અનસૂયા શુભ માત
ક્યાં છે વિદુષી ગાર્ગી, શ્રુતિમાં વિખ્યાત
જ્ઞાનશૂન્ય કોઈ રહી ગઇ, કોઇ ભારતને ઉદ્ધારોરે-૨

**સાખી**

નંદનવન સમ શોભતી, જગ જગતી ચોપાસ
વીર પ્રસુતા જે હતી, થઇ દીનતાની દાસ
માતૃભૂમિનો ઉદ્ધાર કરવા, પ્રેમે શૂરા સૌ થાઓરે-૩

**સાખી**

ધર્મ કર્મ રસ કસ ગયાં, ગયો સત્યનો વાસ
ઇર્ષા સ્વાર્થ દંભનું, વિષ પ્રસર્યું ચોપાસ
વિદ્યામૃતનું સીંચન કરીને, મોહ મૂર્છના ટાળોરે
ધર્મ નીતિથી કેળવી કન્યા, આર્યભૂમિને ઉજાળોરે-૪

૩૨

## હમારા દેશ હિન્દુસ્તાન



હમારે જાનસે પ્યારા હમારા દેશ હિન્દુસ્તાન,
સકલ બ્રહ્માંડસે ન્યારા, હમારા દેશ હિન્દુસ્તાન.
હિમાલયસમ બડે ગિરિરાજ સ્પર્ધા સ્વર્ગસે કરતે,
ગંગા સિંધુ યમુનાદિ નદિયાં દે રહી મધુપાન. ૧
મહાસાગર સદા જીસકે ચરનકો પ્રેમસે ધોતે,
અમેરિકા બ્રિટન આદિ સભીકો દે રહા અન્નદાન. ૨
મહાત્મા કૃષ્ણ અરૂ શંકર મહાજ્ઞાની હુવે જહાંમે,
ઉન્હીંકે પુન્ય ચરણોંસે પુનિત યહી દિવ્ય હિંદુસ્તાન. ૩
હમારે રકત સ્નાયુમેં ભરા હૈ શૌર્ય ભારતકા,
બને કર્તવ્ય અનુરાગી ન્યોંછાવર કરદે અપની જાન. ૪
મુસલમીન પારસી ક્રિશ્ચિયન, અરૂ શીખ હિંદુ સબ હિ
સભીકો પોષતા પ્યારા હમારા દેશ હિન્દુસ્તાન. ૫

૩૩

## પ્રણામ



પ્રણામ આ સ્વીકારજો
રજા ખુશીથી આપજો,
ક્ષમા ભૂલોની યાચીએ
પ્રસન્ન દેખી રાચીએ.

ગુજરાતના પ્રતિષ્ઠિત વિદ્વાનો અને વર્તમાનપત્રે એક અવાજે વખાણેલું.

કેળવણીખાતાએ ઇનામલાયબ્રેરી તરીકે મંજુર કરેલું પુસ્

## સંવાદ–સંચય

દસ આના

આ પુસ્તકમાં શાળાઓના મેળાવડા, જાહેર સભ વગેરે પ્રસંગોએ ભજવી શકાય તેવા સુંદર સંવાદો છે.

---

પ્રાથમિક શાળાના બાળકો માટે અતિ ઉપયોગી પુસ્

## બાળગીત

એક આનો

નવીન ઢબની પ્રાર્થનાઓ, પ્રાણી, પદાર્થ વગેરેના ગીતો તેમજ સુંદર રાસ, ભજન વગેરેનો ઉપયોગી સંગ્રહ ટુંક મુદતમાં જેની હજારો નકલો ખપી ગઇ છે, કારણ કે તેની કિંમત નજીવી છે.

---

આ સિવાય બીજાં બાળોપયોગી પુસ્તકો પણ મળ

પુછો—ગોકળદાસ કુબેરદાસ મં
ઢાળની પોળ, અમદ

ખડાયતા બુકડીપો, રીચીરોડ, અમદ

---

છપાવી પ્રસિદ્ધ કરનાર—ગોકળદાસ કુબેરદાસ મંડેલા
ઢાળની પોળ—અમદાવા

મુદ્રક—રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદી

મુદ્રણસ્થાન—સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસ, ઉમરેઠ. (ગુ. પં